# રાસ નિકુંજ

(સચિત્ર)

પ્રવેશક લેખક:

શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઇ, એમ. એ.

લેખક:

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

પ્રકાશક:

એન. એમ. ઠક્કરની કુાં૦,

બુકસેલર્સ

૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.

:: પ્રકાશક ::
નંદલાલ મોહનલાલ ઠક્કર,
એન. એમ. ઠક્કરની કું૦,
૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ, ૨.

પહેલી આવૃત્તિ :: પ્રત ૧૫૦૦ :: ઑકટોબર : ૧૯૩૪.
બીજી આવૃત્તિ :: પ્રત ૨૦૦૦ :: જુલાઇ : ૧૯૩૫.

૫=૦૦

~~મૂલ્ય આઠ આના.~~

21,370





::
... પીતાંબર ઠક્કર,
આનંદ પ્રિન્ટીંગ વર્કસ,
દેવકરણ મેન્શન, પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ, ૨.

All Rights Reserved.



# અ * નુ * ક્ર * મ

રાસ | પાન.

| રાસ | | પાન. |
|---|---|---|
| ૩૮ | સન્ધ્યા | ૬૭ |
| ૩૯ | નાઠો એ ચોર | ૬૮ |
| ૪૦ | ચોરી ગયો | ૬૯ |
| ૪૧ | છેડે છે કોણ ? | ૭૦ |
| ૪૨ | રાધા–રસેશ | ૭૧ |
| ૪૩ | શાન્તિ ક્યાંથી વળે ? | ૭૨ |
| ૪૪ | ચેતનયુગ | ૭૩ |
| ૪૫ | યુગદેવ | ૭૪ |
| ૪૬ | વિભુને વિનતી | ૭૬ |
| ૪૭ | કેસરિયા ચુન્દડી | ૭૭ |
| ૪૮ | કેસરિયાંના કોડ | ૭૮ |
| ૪૯ | ભારતી–પૂજન | ૭૯ |
| ૫૦ | મુક્તિને માર્ગે | ૮૦ |
| ૫૧ | શૂરાં બનો | ૮૨ |

| રાસ | | પાન. |
|---|---|---|
| ૧૨ | હૈયે વસે | ૩૧ |
| ૧૩ | મ્હારે રે ગામડે | ૩૨ |
| ૧૪ | આશાને ઓટલે | ૩૩ |
| ૧૫ | વીરનું આગમન | ૩૪ |
| ૧૬ | આંખો ઠરે | ૩૫ |
| ૧૭ | વસન્તદેવ | ૩૬ |
| ૧૮ | મહેમાન ! | ૩૮ |
| ૧૯ | ચિન્તાને ચાકડે | ૩૯ |
| ૨૦ | વાડીને હીંચકે | ૪૦ |
| ૨૧ | હૈયું મ્હારું હર્ષે ભરે રે ! | ૪૨ |
| ૨૨ | આંખડીનાં જાદુ | ૪૪ |
| ૨૩ | મેહુલો | ૪૫ |
| ૨૪ | દિલનું દર્દ | ૪૬ |
| ૨૫ | વિજોગણ | ૪૮ |
| ૨૬ | સાળીડા ! | ૪૯ |
| ૨૭ | મીઠું બોલે | ૫૦ |
| ૨૮ | ન્હાની બાલિકા | ૫૧ |
| ૨૯ | રીસામણાં | ૫૩ |
| ૩૦ | પોપટડો | ૫૫ |
| ૩૧ | ન્હાની નણદી | ૫૬ |
| ૩૨ | દીપોત્સવી | ૫૮ |
| ૩૩ | દુઃખી પેલી મેના, સખિ ! | ૬૦ |
| ૩૪ | દુઃખીઆરી દેવીને દિલડે | ૬૧ |
| ૩૫ | સીતા હરણ | ૬૨ |
| ૩૬ | પનિહારી | ૬૫ |
| ૩૭ | શારદાનાં મન્દિર સોહે, સાહેલડી ! | ૬૬ |

| રાસ | | પાન. |
|---|---|---|
| ૩૮ | સન્ધ્યા . . . . . . . | ૬૭ |
| ૩૯ | નાઠો એ ચોર . . . . . . | ૬૮ |
| ૪૦ | ચોરી ગયો . . . . . . | ૬૯ |
| ૪૧ | છેડે છે કોણ? . . . . . | ૭૦ |
| ૪૨ | રાધા–રસેશ . . . . . . | ૭૧ |
| ૪૩ | શાન્તિ ક્યાંથી વળે? . . . . . | ૭૨ |
| ૪૪ | ચેતનયુગ . . . . . . . | ૭૩ |
| ૪૫ | યુગદેવ . . . . . . . | ૭૪ |
| ૪૬ | વિભુને વિનતી . . . . . | ૭૬ |
| ૪૭ | કેસરિયા ચુન્દડી . . . . . | ૭૭ |
| ૪૮ | કેસરિયાંના કોડ . . . . . | ૭૮ |
| ૪૯ | ભારતી–પૂજન . . . . . | ૭૯ |
| ૫૦ | મુક્તિને માર્ગે . . . . . | ૮૦ |
| ૫૧ | શૂરાં બનો . . . . . . | ૮૨ |

# નિવેદન

૧૯૩૦ ના માર્ચમાં મહાત્માજીએ આદરેલા મહાભિનિષ્ક્રમણની પુણ્ય પળથી લોકોમાં અજબ ચેતન આવ્યું છે. હિન્દના ઇતિહાસમાં ન ભૂલાય એવું યાદગાર યુદ્ધ હિન્દવાસીઓએ એ અડગ યોગીની સરદારી નીચે આદર્યું હતું. રાષ્ટ્રોત્કર્ષના આવા ધન્ય પ્રસંગે લખાયલાં મ્હારાં ગીતો "રણરસિયાંના રાસ" રૂપે ગુજરાતને અર્પ્યાં હતા. ગુણિયલ ગુજરાતનાં રાસરસિયાને એ ગીતો ગમ્યાં, સામયિકોએ એનો સત્કાર કર્યો, મિત્રોએ પ્રશંસાના પત્રો લખ્યા અને એમાંનાં ગીતો નવરાત્ર પ્રસંગે તથા અન્ય જાહેર સંગીતના મેળાવડાઓમાં હોંસથી ગવાયાં અને ઝીલાયાં અને કોઇ કોઇ પ્રસંગે એ સાંભળવાની રસલ્હાણ મ્હને એ મળેલી. જ્યારે જ્યારે મ્હેં એ ગવાતાં સાંભળ્યાં છે ત્યારે ત્યારે અંતરમાં આનન્દની છોળો ઊભરાઇ છે. કોને પોતાનાં લખેલાં ગીતો ઉલ્લાસભેર ગવાતાં સાભળવા ન ગમે ? આ પ્રસંગે અજબ પ્રોત્સાહન આપનાર એ સઘળાંનો આભાર માનવાની તક લઉ છું.

આવા સુન્દર આદરથી આજે નવો ગીતસંગ્રહ બહાર પાડવા પ્રેરાયો છું, આમાનાં ઘણા ખરા ગીતો 'ગુણસુન્દરી' 'સ્ત્રીબોધ' આદિ સામયિકોમાં અવાર નવાર પ્રગટ થઇ ગયેલા છે. મ્હારાં ગીતો તરફ બતાવેલી ચાહના બદલ આ સ્થળે એ તન્ત્રી મહાશયોનો પણ આભાર માનું છું.

ગીતોની ભાષા સરળ તથા ઢાળ જાણીતા છે અને નવા જમાનાને અનુકૂળ થાય તેવા છે એટલે ગાનારાંઓને એ જરૂર ગમશે એવી આશા રાખું છું.

'રાસનિકુંજ'ની પ્રથમ આવૃત્તિની વ્યવસ્થા કરવાનું ભાઇશ્રી નન્દલાલ ઠક્કરે મિત્રભાવે સ્વીકારી લીધું છે તેમજ પુસ્તકને સુન્દર બનાવવા બનતો પ્રયત્ન થયો છે તે માટે એ મિત્રનો આભારી છું.

અને પુસ્તકનો પ્રવેશક લેખ લખી આપનાર આપણા જાણીતા નવલકથાકાર શ્રીયુત રમણલાલ વસન્તલાલ દેસાઇ એમ. એ. એમણે મ્હારી માગણીનો સહર્ષ સ્વીકાર કરી પ્રસ્તુત પુસ્તકનો પ્રવેશક લેખ લખી આપ્યો છે તે બદલ એમનો આભાર માનું છું.

અંતમાં મ્હારા ગીતસંગ્રહને ગુજરાત વધાવી લેશે એવી આશા રાખી વિરમું છું.

મ્હોટા બાજવાડા :<br>
વડોદરા :<br>
તા : ૨૫ : ૭ : ૩૪ } મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

## ( બીજી આવૃત્તિ )

"રાસનિકુંજ" ની પહેલી આવૃત્તિનો જનતાએ સુન્દર સત્કાર કરી મ્હારાં ગીતો તરફ જે ચાહના બતાવી છે તે માટે હું ઘણોજ આભાર માનું છું. આમાંનાં ગીતો ઘણી ઘણી જગ્યાએ હોસે હોંસે ગવાયાં છે, ઝીલાયાં છે. અને કેટલેક સ્થળે મ્હેં સાંભળ્યાં પણ છે. મ્હારાં ગીતો રાસરસિયાંને ગમ્યા છે એથી વિશેષ આનન્દ થાય છે. આટલા ટુંક સમયમાં એની પ્રથમાવૃત્તિ ખલાસ થઇ ગઇ એ મ્હારે માટે આનન્દની વાત છે. નજીકનાં ભવિષ્યમાં આવાં મ્હારાં બીજાં ગીતોનો સંગ્રહ ગુણગરવી ગુજરાતને ચરણે ધરવા અભિલાષા રાખું છુ.

આ બીજી આવૃત્તિને પણ એવાજ પ્રેમથી સૌ વધાવી લેશે એવી અભિલાષા રાખી વિરમું છું.

મ્હોટા બાજવાડા :<br>
વડોદરા :<br>
તા : ૧૦ : ૫ : ૩૫ } મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# પ્ર વે શ ક



શ્રી. મૂળજીભાઇ શાહનો પરિચય ગુર્જર રાસરસિકોને આપવાની જરૂર હોય એમ લાગતું નથી. એ યુવાન ઉત્સાહી કવિ 'રણરસિયાંના રાસ' તેમજ ગુજરાતી માસિકોમાં વખતો વખત પ્રસિદ્ધ થતી તેમની કૃતિઓથી જાણીતા થયા છે. તેમના સંબંધી એક અંગત વાત માત્ર નોંધવા જેવી એ છે કે તેઓ એક વ્યાપારી છે છતાં કવિ છે. વર્તમાન કવિતા એક ઉછરતા વ્યાપારીનાં હૃદયમાં ઊગી નીકળે એ મ્હને તો બહુ શુભ ચિન્હ લાગે છે.

'રાસ' એ ગુર્જર કવિતાનો એક વિશિષ્ઠ વિભાગ છે. છંદ કરતા ઓછાં બંધનવાળી પરંતુ ગેય, તાલબદ્ધ, ભાવને અદ્દભૂત સરળતાથી વ્યક્ત કરતી, કલ્પનાને સુન્દર અટપટા ઝોક આપતી, ગુર્જર જીવનના આનન્દ, ઉલ્લાસ, આશા, રમત અને મર્મને પ્રતિબિમ્બિત કરતી એ રાસની રચના ગુર્જર નવજીવનને પણ અનુકૂળ થઇ ગઇ છે, અને તેના ઉપર નવા નવા પ્રયોગો થતા જાય છે છતાં તે સર્વદા પ્રિય અને ચિરંજીવી કાવ્યપ્રકાર છે એમ આપણને લાગ્યા કરે છે.

કવિ ન્હાનાલાલે 'રાસ' ને ગુર્જરસાહિત્યમાં ઉન્નત સ્થાન અપાવ્યું; એટલુંજ નહિ; ગુર્જર રાસને જગતસાહિત્યમાં ઉન્નત સ્થાન અપાવ્યું. એ પછી રાસનો સતત પ્રવાહ ગુર્જરસાહિત્યમાં વહેતોજ રહ્યો છે. કવિ ન્હાનાલાલનું સ્થાન અનેક રીતે અજોડ છે, રાસમાં પણ તેમની સરખામણી શોધવી અશક્ય છે. છતાં એટલું તો ખરૂ જ કે ગુર્જર કાવ્યસરણીને 'રાસ' અનુકૂળ પડી ગયા છે અને ન્હાનાલાલના રાસ ઉપરાંત કેટલીક બહુ સુન્દર રાસકૃતિઓ આપણને

મળી આવી છે. રાસનો થોક વધતો જાય છે; તેમાં વિષય અને વીગતનાં વૈવિધ્ય વધતાં જાય છે, એટલુંજ નહિ, તેમાં રાગદારી દાખલ કરવાના પણ સફળ નિષ્ફળ પ્રયોગો હવે થયે જાય છે. આખા રાસસાહિત્યને કસોટીએ ચઢાવવાનો પ્રસંગ હવે ઉપસ્થિત થયો છે. રાસસાહિત્યની શકયતાઓ અને મર્યાદાઓની ચર્ચા હવે જરૂરની છે.

હું આ સ્થળે તે કાર્ય કરવા માગતો નથી; તે માટે મ્હારી યોગ્યતા હું જોતો નથી. અહીં તો ભાઇ મૂળજીભાઇના રાસ વિષે મ્હારે બે બોલ કેહેવા છે.

એકાવન રાસનો આ મૂળજીભાઇનો સંગ્રહ રાસસાહિત્યની ખૂબીઓ અને ખામીઓના આયના સરખો મ્હને લાગ્યો છે. એમાં ગૃહભાવ–કુટુંબભાવ અને લાગણીઓની સરસ રમત છે. 'હૈયે વસે' 'મ્હારે રે ગામડે,' 'વીરનું આગમન,' 'આંખો ઠરે' 'ગૃહ–દીપિકા' સરખી 'ન્હાની બાલિકા,' એવાં એવાં ગીતો કૌટુમ્બિક ભાવનાની ઉજળી બાજુનાં દર્શન કરાવતા રાસ કહી શકાય.

વર્તમાન રાષ્ટ્રિયતાનો પડઘો એટલો વ્યાપક છે કે ભાઇ શાહ જેવાનાં હૃદય એ પડઘે હાલીજ ઉઠે. એના પરિણામ રૂપ કેટલાંક કાવ્યો આ સંગ્રહમા છે—જો કે 'રણરસિયાંના રાસ' નું તેમનું પહેલું પુસ્તક એ ભાવોને એકત્રિત કરી શકયું છે—અને 'યુગદેવ' તથા 'શૂરાં બનો' એ આવા પ્રકારના ઉત્તમ નમૂના છે. યુગદેવની શરૂઆત ભૂલવા સરખી નથીઃ

**હો યુગદેવ! પૂજું પાવડીઓ:**
**કંઈ ઊઘાડી ત્હેં અમ આંખડીઓ.**

'મુક્તિને માર્ગે' માની પંક્તિઓ પણ સુન્દર છે. દ્રષ્ટાંત તરીકે

**'ઘડો ઉરમાં શા ઘાટ? પોઢયા કેમ ઢાળી પાટ?**
**મૈયાની મુક્તિ માટ સંચરો, હો રાજ!**

ભાવના અને વર્ણનના સમન્વયમાં પણ કવિ સરલ કલા ખીલવી શકે છે જેનો ખ્યાલ કાવ્યસંગ્રહમાંનાં એક ઉત્તમ કાવ્ય 'ઉષા' માંથી આપણને મળી આવશે :

રૂપેરી ઓઢણી સોહાય:
ઉષા ઊતરે જોને!

... ... ....

ધીમાં પગલે ચાલે, કે કુમકુમ નાંખે વ્હાલે;
એનાં હાસ્ય જો વેરાય:
ઉષા ઊતરે જોને!

એવુંજ એક બીજું 'વસન્તદેવ'નું કાવ્ય અને તેમાં રહેલી કલ્પના પણ આપણે જોઇ લઇએ :

દૂર દૂર દેશથી હો રાજ:
વસન્ત દેવ જોને પધારે.

... ... ....

પગલાં પરન્ત એનાં રૂપેરી રંગનાં;
નયનેથી નીતરે પ્રકાશ:
વસન્તદેવ જોને પધારે.

તેમજ 'ચાંદની–ઝીલન' પણ ભૂલવા સરખું નથી :

ઝીલું ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની;

... ... ...

ઓઢું ઓઢું હું તેજ કેરી ઓઢણી.

'સન્ધ્યા' પણ એક સરસ રાસ છે.

સૌંદર્યમસ્તી–રસમસ્તીના ઉદ્ગારો રાસરચનામાં બહુ સારી રીતે ઝીલાય છે. એનાં સુભગ ઉદાહરણ :

**'મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!'**

તથા

**'મેંદી મૂકી, મ્હેં બ્હેન! મેંદી મૂકી;**
**આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.**

તેમજ

**'છેડે છે કોણ! બ્હેન! છેડે છે કોણ?**
**મીઠી મીઠી મોરલી છેડે છે કોણ?**

જેવા રાસમાંથી મળી આવે છે.

બાલભાવને વ્યક્ત કરતી પંક્તિઓ, બાલકાવ્યોની બહુ નજીક આવે એવા રાસ લખવાની શક્તિ પણ ભાઈ શાહે આ સંગ્રહમાં બતાવી છે. જે 'હૈયે વસે' તથા 'મ્હારે રે ગામડે' તેમજ 'રીસામણા' જેવા રાસ જોવાથી સહજ જણાય આવશે.

હૃદયના કરૂણ ભાવને, દુઃખને, બેચેની તથા અશાન્તિને રાસમાં વ્યક્ત કરતા કાવ્યો પણ 'વિજોગણ' 'દુઃખી પેલી મેના, સખિ!' તથા સહુનું ધ્યાન જરૂર ખેંચવા યોગ્ય 'શાન્તિ કયાથી વળે?' જેવા સારા નમૂનાઓ ભાઈ શાહે આપ્યાં છે.

ઉપરાંત આપણા સસ્કારો અને ભાવનાઓને સતત જાગ્રત રાખ્યા કરતા સરળ સ્વચ્છ છતાં હૃદયદ્રાવક જૂનાં આખ્યાનો અને આખ્યાયિકાઓ–જેમને નવીન કવિતાએ ઘટતો આવકાર હજી આપ્યો નથી તે—નો ઉપયોગ કરવાની પ્રણાલિકા શરૂ કરનાર જૂજ પ્રયોગશીલ કવિઓમાં ભાઈ શાહને મૂકવા હું લલચાઉ છું. ધ્રુવાખ્યાન, સીતાજીની કાચળી, તુળશીમાની કથા જેવાં ત્રીસ પાત્રીસ વર્ષ ઉપર સસ્કારી

કુટુંબોમાં સતત ગવાતાં કાવ્યોએ ગુર્જર જીવનની લાગણીઓને શુદ્ધ અને તીવ્ર બનાવી છે એ વાત ભૂલાય એવી નથી. સુધરેલી કવિતાએ હજી એ આખ્યાનો જેટલો જનતાના હૃદય ઉપર કાબુ મેળવ્યો નથી. એ લઢણ ખીલવવા સરખી છે એમાં જરા પણ શક નથી. એ સ્થાન વર્તમાન કવિતા જ્યાં સુધી નહિ મેળવે ત્યાં સુધી તે વ્યાપક બનવાની નથી. એનાં શુભ ચિન્હો દેખાય છે, અને ભાઇ શાહે 'સીતાહરણ' ની આખ્યાયિકાને સરળ મનગમતા રાસઢાળમાં ગોઠવી સુયોગ્ય પ્રયોગ કર્યો છે.

રાસનિકુંજની ભાષા સાદી, સરળ અને પ્રવાહી છે તેમાંની કલ્પના અને ભાવના પણ રૂચીકર છે. રાસયુગનાં લક્ષણોનો ઠીક આવિર્ભાવ તેમાં થયો છે. છતાં એક ચેતવણી ભાઇ શાહને આપુ છું—અને તેમની દ્વારા બધા ય રાસ લેખકોને આપુ છુ.

કવિતા એ બહુ ઊંચી કલા છે. પ્રતિભાસંપન્ન કવિઓને હાથે તેમાં આવશ્યક રસ, કલ્પના અને શબ્દશૃંગારનાં ઘડતર ઘડાય છે. એ કવિતાનાં સળંગ કલેવરથી સહુ કોઇ મોહ પામી જાય છે, અને સમય જતાં બીજા મુગ્ધ રસિકો કલ્પના અને શબ્દશૃંગારને પકડી લઇ કાવ્યનો રસ પણ તે સાથેજ પકડાયો એમ માની નવી નવી રચનાઓ કર્યે જાય જ છે. પરંતુ ઘણી વખત રસ લુપ્ત થઇ જઇ કલ્પના અને શબ્દ રચનાનું ખાલી ખીણુંજ એમાંથી મળી આવે છે. બધા જ કવિતા પ્રકારમાં એમ થાય છે. રાસમાં એમ બનવું બહુ સહજ છે—એમ બનવા પણ લાગ્યું છે, મ્હારી સહુને ચેતવણી—વિનંતી છે કે રાસ લેખનની મોહકતા અને સરળતામા તેનો આત્મા—રસ વિસારે ન પડે એ માટે બહુજ સખત કસોટી પોતાને માટે રાખવી. રાસકાવ્યો સામાન્યતામાં ઘસડાઇ ન જાય એ ઉદ્દેશથી જ આટલું લખ્યું છે.

શ્રી. મૂળજીભાઈ રાસસોજનમાં રહેલો એ ભય સહજ પરખી લેશે. તેઓ હજી ઉગે છે; ઊગતા જ તેમણે સારી–મ્હોટી આશા બંધાય એવા રાસસંગ્રહો બહાર પાડ્યા છે; એમની કૃતિઓમાં મ્હેં ઉપર બતાવી તે પ્રમાણે ઘણી શક્યતાઓ છે: તેઓ પ્રયોગશીલ પણ છે; અને સ્વભાવે બહુ વિનયી અને નમ્ર છે; તેમના કાવ્યપ્રયત્નો સફળ છે. હજી પણ વધારે ઉંચી પ્રતિનાં કાવ્યો–રાસ–તેમની કલાભાવનામાંથી જન્મશે એવી આશા સહ 'રાસનિકુંજ'ના સંગ્રહને હું સફળતા ઇચ્છું છું.

વડોદરા:
તા: ૨૫: ૭: ૧૯૩૪

રમણલાલ વસન્તલાલ દેસાઈ



નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ....

# મ્હારે માંડવડે !



( ઢાળ : હું તો મહિયારણ રે ! ગોકુળ ગામની )

આવો સાહેલડી રે! મ્હારે માંડવડે!
કરું હું સ્નેહથી સન્માન:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

મ્હારે માંડવડે રે, કે સાથિયા પૂર્યા, સાહેલડી!
દેજો દર્શન કેરી લ્હાણ:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

મ્હારે માંડવડે રે, કે તોરણ બાંધ્યાં સાહેલડી!
ફોરે છે ફૂલડાં અમૂલ:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

નેહનું ન્હોતરું રે, કે આવજો વ્હેલાં, સાહેલડી!
થશે હો! ચિત્તડાં પ્રફુલ્લ:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

આજે શરદની રે, કે રાતડી સોહે, સાહેલડી!
રમીશું રંગથી સૌ રાસ:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

દેવોએ આવશે રે, કે સુણવા સ્નેહે, સાહેલડી!
મોંઘા છે રાસના વિલાસ:
સાહેલડી રે! મ્હારે માંડવડે!

# ન્હોરતાંને નોતરે !



(ઢાળ : ખમ્મા ! વીરાને જાઉ વારણે રે લોલ)

નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ,
કરવા તાળી કેરો શોર જો:
નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ.

સરખી સાહેલીઓના સાથમાં રે લોલ,
થવાને ગીતમાં ગુલતાન જો:
નીસરી હું ન્હોરતાને ન્હોતરે રે લોલ.

અમી–નીધિ વિરાજે આભ–આંગણે રે લોલ,
અમ ઉરે અમી સીંચાય જો:
નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ.

મંડપે સજાવ્યાં સ્નેહ–ફૂલડાં રે લોલ.
મલયાનિલ મીઠો વાય જો:
નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ.

અંતરમાં ઉલ્લાસને પ્રસારવા રે લોલ,
કરિયે સૌ સ્મિતથી કલ્લોલ જો:
નીસરી હું ન્હોરતાંને ન્હોતરે રે લોલ.

# દિલ ડોલી રહ્યાં



( ઢાળ : ઊઘડ્યાં પ્રભાત, આજ લાગે રળિયાત )

ચમકે છે ચન્દ્ર, આજ થાયે આનન્દઃ
તેજ ઝીલી રહ્યાં, તેજ ઝીલી રહ્યાં.
રમિયે સૌ રાસ, ઉર સીંચી ઉલ્લાસઃ
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

ચાંદની સુરમ્ય સખિ! ચૅાકમાં છવાયલી,
ફૂલની સુવાસ સખિ! ઉરમાં ભરાયલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

પૂર્ણિમાની રાત મહીં રમિયે અલબેલડી!
હૈયાની વાત કાંઇ કરિયે સાહેલડી!
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

ઉદધિની સંગ સખિ! સરિતા ગૂંથાયલી,
તરુવરને વ્હાલે સખિ! વેલડી વીંટાયલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

આંબલાની ડાળે બ્હેની! બોલે કોયલડી,
સ્નેહીનાં સુદર્શને જો! ગાજે રાતડલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

કાળજામાં મ્હારા એક છૂપી વાતડલી,
કોણ જાણે કેમ મ્હારી નચે આંખડલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

# ચાંદની ઝીલન



ઝીલું ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની,
હો બ્હેન! ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની.

ઓઢું ઓઢું હું તેજ કેરી ઓઢણી;
હો બ્હેન! ઓઢું હું તેજ કેરી ઓઢણી.

ઉગ્યો છે ઇન્દુરાજ આભની અટારિયે,
પૂર્ણિમા પધારી આજ અવનિને આંગણે;
પૂજનના થાળ જો સજાય:
હો બ્હેન! ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની.

કોડભરી કામિનીઓ આવતી ઉતાવળી,
રમવાને રાસ રંગે માંડતી ઉલ્લાસથી;
રસિયાંના રાસ જો રમાય:
હો બ્હેન! ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની

પ્રાણમાં પ્રકાશ પુરું જેટલો ઝીલાય હો!
ઉરનો ઉત્કર્ષ આજ સાધિયે સધાય હો?
નયણાંમાં નૂર જો સીંચાય:
હો બ્હેન! ઝીલું હું ચન્દ્ર કેરી ચાંદની.

# ઉષા



(ઢાળ : નાગર વેલીઓ રોપાવ)

રૂપેરી ઓઢણી સોહાય :
ઉષા ઊતરે જોને !

એનાં તેજ જો ઢોળાય :
ઉષા ઊતરે જોને !

ધીમાં પગલે ચાલે કે કુમકુમ નાંખે વ્હાલે;
એનાં હાસ્ય જો વેરાય :
ઉષા ઊતરે જોને !

આભલિયાથી આવે કે સાથે કૈં કૈં લાવે,
સુધા છાંટણાં છંટાય :
ઉષા ઊતરે જોને !

મૂર્તિ મધુરી કેવી કે દર્શન કરીએ દેવી;
પ્રાણે ચેતના સ્ફુરાય :
ઉષા ઊતરે જોને !

# મેંદી મૂકી



( ઢાળ : નિંદર ભરી રે ગુલાલે ભરી )

મેંદી મૂકી મ્હેં બ્હેન ! મેંદી મૂકી;
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

મેંદીનો રંગ બ્હેન ! કેવો રળિયામણો,
ઉરના ઉલ્લાસભેર મેંદી મૂકી :
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

લાગે છે હાથ જોને કેવો સોહામણો,
રંગવાનો લેશ ના હું તો ચૂકી :
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

મ્હારા ઉદ્યાનને તો મેંદીની વાડ છે,
જોવાને ચાલને કેવી ઝૂકી :
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

કાળજામાં કોડ હોય ત્હારે જો બ્હેન ! તો,
આવજે હું આપીશ એની ભૂકી :
આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

# મોરલા રે!



(ઢાળ: તારલા રે! આવ મ્હારે અંખોડલે)

મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!
મ્હારે મન્દિરિયે! આવ મ્હારે મન્દિરિયે!
મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!

સાખી:

સ્નેહે મ્હને શીખવ તું તવ નૃત્ય વિદ્યા,
નાચું ખરે! તવ સમી હું ય ન્હાની બાલા;
ત્હારી કલા રસભરી નહિ શીખવે શું?
શાને ઊભો નહિ જરી ડગ માંડતો તું?

મોરલા રે! શાલ મોંઘી બીછાવું રે!
મોંઘી બીછાવું રે! આવ ફૂલો વેરાવું રે!
મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!

સાખી:

મોતી મઢેલ મધુ હાર ત્હને દઉં હું,
આતુર છે હૃદય જો શીખવા ય મ્હારું;
મ્હારે નથી કરવી રે હરિફાઇ ત્હારી,
શાને ધરે હૃદયમાં બ્હીક ભાઇ! મ્હારી.

મોરલા રે! આશ મ્હારે અંતરિયે!
મ્હારે અંતરિયે! આવ મ્હારે મન્દિરિયે!
મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!

સાખી :

રીઝયાં ત્હારાં નૃત્યથી, પૂજ્ય સરસ્વતી માત;
માને રીઝાવું નૃત્યથી; શીખવ મુજને ભ્રાત!

મોરલા રે! ધીર હૈયે તું ધાર રે!
હૈયે તું ધાર રે! વાત મ્હારી વિચાર રે!
મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!

સાખી :

રીઝશે માત સરસ્વતી, દેશે જ્ઞાનની લ્હાણ;
ઊંડી ઉરની આશ એ, થાશે તવ કલ્યાણ.

મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!
મ્હારે મન્દિરિયે! આવ મ્હારે મન્દિરિયે!
મોરલા રે! આવ મ્હારે મન્દિરિયે!



# મ્હારી ઝુંપડી



(ઢાળ : પુણ્ય-બારણું રે લોલ)

મ્હારી ઝુંપડી રે બ્હેન!
મોંઘી ઝુંપડી રે બ્હેન!
સુખડાં સમાય સર્વ સ્વર્ગનાં રે બ્હેન!

સાખી :

ન્હાની સરખી ઝુંપડી, ન્હાનો સરખો બાગ,
ન્હાની જો સરિતા વહે, ગાયે રૂડા રાગ.

ફોરે ફૂલડાં રે બ્હેન!
ડોલે દિલડાં રે બ્હેન!
સુખડાં સમાય સર્વ સ્વર્ગનાં રે બ્હેન!

સાખી :

મધુરી મેના બોલતી, નિત્યે મીઠડા બોલ;
આંબા કેરી કુંજમાં, થાયે રોજ કલ્લોલ.

ગોરી ગાયનાં રે બ્હેન!
પીયે દુધડાં રે બ્હેન!
સુખડાં સમાય સર્વ સ્વર્ગનાં રે બ્હેન!

સાખી :

કુદરત શિક્ષણ આપતી, નવલું કૈં જો રોજ;
એના મધુરા ભાવથી કરિયે સર્વે મોજ.

આવો આંગણે રે બ્હેન!
જોવા કારણે રે બ્હેન!
સુખડાં સમાય સર્વ સ્વર્ગનાં રે બ્હેન!



# બલિહારી બાપુના બોલની



(ઢાળ : ભમ્મરિયા કૂવાને કાંઠડે)

બાપુના બોલ લાગે મીઠડા, હો બ્હેન!
જાદુ ભરી છે એની જીભ રેઃ
બલિહારી બાપુના બોલની.

હૈયું ભર્યું છે એનું હેતથી, હો બ્હેન!
મુખથી વેરાય મીઠાં વેણ રેઃ
બલિહારી બાપુના બોલની.

સુધા સીંચેલ એના શબ્દમાં, હો બ્હેન!
રોજ કહે સુરના સન્દેશ રેઃ
બલિહારી બાપુના બોલની.

નીતિના પન્થ પ્રીતે દાખવે, હો બ્હેન:
શિખવીને ત્યાગ કેરા મંત્ર રેઃ
બલિહારી બાપુના બોલની.

દુઃખીઆનાં દુઃખ સર્વ ટાળવા, હો બ્હેન!
શાન્તિનાં સુણાવે દિવ્ય સૂત્ર રેઃ
બલિહારી બાપુના બોલની.

બાપુના ભાવ ઉર ભીંજવે, હો બ્હેન!
બાપુજીના બોલ ના ભૂલાય રેઃ
બલિહારી બાપુના બોલની.

# બલિહારી માડીની મ્હેરની



(ઢાળ: ભમ્મરિયા કૂવાને કાંઠડે)

વિભુનાં વ્હાલ કેરી પૂતળી, હો બ્હેન!
જગમાં જડે ક્યાં એની જોડ રે?
બલિહારી માડીની મ્હેરની.

પોષે છે બાળ નિજ નેહથી, હો બ્હેન!
રડતાં દેખી કાળજું કપાય રેઃ
બલિહારી માડીની મ્હેરની.

સાખી: પીડા પામે બાળકો, શું માતાથી સે'વાય?
કરવા દુઃખડાં દૂર એ, જીવન અર્પે સદાય.

પ્રેમ તણાં પૂર પાણી પાંપણે, હો બ્હેન!
નીતરે ત્યાંથી પ્રેમ તણાં ઝર્ણ રેઃ
બલિહારી માડીની મ્હેરની.

સાખીઃ એનાં ચિત્તે સર્વદા, બાળક કેરું હિત,
આશિષ દેતી ઉરથી 'થાવ સુખી' એ નિત્ય.

મધુથી મીઠાં એનાં વેણ છે, હો બ્હેન!
કેવી શીળી છે એની છાંય રે:
બલિહારી માડીની મ્હેરની.

સાખી: છોરું કછોરું થાય છે, માત કુમાત ન થાય;
માડી પ્રતિમા ઇશની, ઇશનાં દર્શન થાય.

અરપો જીવન તોય ઓછું છે, હો બ્હેન!
કેમ કરી ગુણ સૌ ગણાય રે?
બલિહારી માડીની મ્હેરની.



# હીંચકો



(ઢાળ: જમનાને કાઠડે કળાયલ મોરલો)

વીરાને કાજ મ્હેં બાંધ્યો છે હીંચકો.
હીંચકે રે! કેવો ઝૂલે છે વીર:
હૈયાંના હેતથી બાંધ્યો છે હીંચકો,
હીંચકે રે! કેવો સોહે છે વીર.—વીરાને૦

પ્રેમે ભર્યાં છે નેન જોને સોહામણાં,
સીંચશે રે! સ્નેહે શાન્તિનાં નીર:
ખેંચું છું દોર હું ગાતી પોઢામણાં,
પોઢશે રે! વીર ઉરનો અમીર.—વીરાને૦

છવાતું હાસ્ય જો મીઠા એ મુખડે,
હીંચકે રે! આજ સૂતો ચતુર:
નિંદરને દેશ એ જાશે હો ખેલવા;
દેખશે રે! કાંઇ સોણલાં મધુર.—વીરાને૦

# હૈયે વસે



(ઢાળ : નિંદર ભરી રે ગુલાલે ભરી)

હૈયે વસે રે હો! હૈયે વસે;
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

આભનો ઉજાસ પેલો ચાંદો સુહાગી,
ગૃહે ઉજાસ મ્હારો વીરો કરે:
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

સરવરમાં શોભતો કેવો જો હંસલો;
ગૃહે વીરાજી મ્હારો એવો લસે:
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

વાડીમાં ફોરતાં મીઠાં કૈં ફૂલડાં;
વીરાના ગુણ એવા હૈયે વસે:
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

બ્હેનીના બોલ એને મીઠા જો લાગતા;
ગવાડે ગીત નિત્ય કેવો રસે:
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

બાંધુ બજેવ કેરી હેતે હું રાખડી;
પ્રેમભીની પસલી આપી હસે:
વીરાનું વ્હાલ મ્હારે હૈયે વસે.

# મ્હારે રે ગામડે!



(ઢાળ: વઢવાણ શ્હેરના લીલાં લવંગિયા)

મ્હારે રે ગામડે આવો હો વીરા!
લેવાને મીઠડો લ્હાવો હો વીરા!
મ્હારે રે૦

ઘેરે છે ગાવડી વ્હાલા હો વીરા!
પીજોને દૂધના પ્યાલા હો વીરા!
મ્હારે રે૦

રૂડો છે રેંટીઓ ઘેરે હો વીરા!
કાંતીશું આપણે લ્હેરે હો વીર!
મ્હારે રે૦

વાડીમાં ફૂલડાં ફોરે હો વીરા!
થીશું સ્નેહના દોરે હો વીરા!
મ્હારે રે૦

નાચન્તા મોરલા નિત્યે હો વીરા!
કૂજન્તી કોકિલા પ્રીતે હો વીરા!
મ્હારે રે૦

મ્હારે રે ગામડે આવો હો વીરા!
લેવાને મીઠડો લ્હાવો હો વીરા!

# આશાને ઓટલે



(ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી!)

આશાને ઓટલે એ ઊભી'તી બ્હેનડી,
વીરાની વાટ કાંઇ જોતી જી રે:
ક્યારે એ આવશે અંતરને પૂછતી,
લાગન્તા વાર એ તો રોતી જી રે:
આશાને ઓટલે૦

બ્હેનીને બારણે બોલે બળેવ ને,
અંતરમાં બોલતો વીરો જી રે:
વીરાની વ્હેલ ક્યારે દોડન્તી આવશે,
શાન્તિનાં નીર વીર! સીંચો જી રે:
આશાને ઓટલે૦

હીરે ગૂંથી છે કેવી હેતેથી રાખડી,
ભાવનાના રંગથી એ રંગી જી રે:
કાળજામાં કોડ કેવા વીરાને બાંધવા,
ક્યારે રે આવશે એ આંહી જી રે;
આશાને ઓટલે૦

દાદાના દેશથી એ વીરોજી આવશે,
બ્હેનીને બારણે ઉમંગે જી રે:
ભાભીએ ભેટ કાંઇ આપેલી હેતથી,
થાશે દર્શન એનાં ત્યારે જી રે:
આશાને ઓટલે૦

## વીરનું આગમન



(ઢાળ : શો બ્રહ્મનાદ ગાજે)

હો! વીર આજ આવે,
જો! ધીર આજ આવે;
સખિ! હું વધાવું એને ઉમંગથી :
ભળેવ કેરા પર્વને પ્રસંગ આજ રંગથી.
હો! વીર આજ આવે.

સાખી :

પુષ્પ ચડાવું પ્રેમથી, દેવા ઉર સત્કાર;
પગલાં પડતાં વીરનાં, દીપશે મ્હારું દ્વાર.
રાખડી ગૂંથેલ મ્હેં તો બાંધવા ઉમંગથી :
બળેવ કેરા પર્વને પ્રસંગ આજ રંગથી.
હો! વીર આજ આવે.

સાખી :

પસલી દેશે પ્રેમથી; મોંઘાં એનાં મૂલ;
ઠરશે એની આંખડી, રક્ષા જોઇ અતૂલ.
ભાવના ભરેલ બોલ બોલશે ઉમંગથી :
બળેવ કેરા પર્વને પ્રસંગ આજ રંગથી.
હો! વીર આજ આવે.

# આંખો ઠરે



(ઢાળ : નિંદર ભરી રે ગુલાલે ભરી)

આંખો ઠરે રે, હો! આંખો ઠરે;
બ્હેનીને જોઇ મ્હારી આંખો ઠરે.

વ્હેલી ઊઠીને રોજ આંગણું સમારે;
ન્હાઇ ધોઇ પ્રભુની સ્તુતિ કરેઃ
બ્હેનીને જોઇ મ્હારી આંખો ઠરે.

વાડીમાં ઘૂમન્તી એ વીણન્તી ફૂલડાં;
ગૂંથીને માળ પ્રભુકંઠે ધરેઃ
બ્હેનીને જોઇ મ્હારી આંખો ઠરે.

પૂરન્તી સાથિયા સ્નેહે એ આંગણે;
પરવારી, પાઠ એના પ્રીતે કરેઃ
બ્હેનીને જોઇ મ્હારી આંખો ઠરે.

ગાતી એ ગીત મીઠાં રાધા ને કૃષ્ણનાં;
અમી ભરેલ બોલ મુખે ઝરેઃ
બ્હેનીને જોઈ મ્હારી આંખો ઠરે.

હસે છે હાસ્ય મીઠું હૈયાં હુલાવતી;
વીરાનાં વારણાં એ લેતી ફરેઃ
બ્હેનીને જોઇ મ્હારી આંખો ઠરે.

# વસન્તદેવ



(ઢાળ: ગોવાળિયે ઘેલાં કીધાં રે!)

દૂર દૂર દેશથી હો આજ:
વસન્તદેવ જોને પધારે.
સજી અંગે સ્નેહ કેરો સાજ:
વસન્તદેવ જોને પધારે.

પગલાં પડન્ત એનાં રૂપેરી રંગનાં;
નયનેથી નીતરે પ્રકાશ:
વસન્તદેવ જોને પધારે.

ઉરની સુવાસે સખિ! ફૂલડાં વધાવતાં;
સ્ફુરાવે ઉરમાં ઉલ્લાસ:
વસન્તદેવ જોને પધારે.

કોકિલા કલ્લોલે કેવી દેતાં વધામણાં;
નર્તન્તા મોરલા મધુર:
વસન્તદેવ જોને પધારે.

અંકુરો ફૂટે છે ઉર આશનાં અનેરાં;
આંજે છે આંખડીમાં નૂર:
વસન્તદેવ જોને પધારે.

# ચિન્તાને ચાકડે



( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )

ચિન્તાને ચાકડે ચડિયું છે ચિત્તડું,
હૈયાનું હીર કાંઇ ખોયું જી રે:
આંખોએ દીઠું છે એવું કૈ મીઠડું,
જેનાથી ઉર મ્હારું મોહ્યું જી રે.
ચિન્તાને૦

અતિથિદેવ એક આવ્યા'તા આંગણે,
એની કીકીએ કૈંક કીધું જી રે:
ઉરના અતિથિદેવ આવ્યા'તા આંગણે,
ચોરીને ચિત્ત મ્હારું લીધું જી રે.
ચિન્તાને૦

બોલન્તા બોલ એ સરતાં'તાં ફૂલડાં,
ગાજ્યું'તું ગૃહ મ્હારું ગીતે જી રે:
આંકયા અંકાય એનાં શાં રે ક્‌હો મૂલડાં,
આંજી'તી આંખ મ્હારી પ્રીતે જી રે.
ચિન્તાને૦

ધબકયું'તું હૈયું મ્હારું દેતાં વળામણાં,
થાશે દર્શન કયારે એનાં જી રે?
આવ્યા ના કેમ શું લીધાં રીસામણાં?
ગમ્યાં સ્વાગત ના શું મ્હારાં જી રે?
ચિન્તાને૦

# મહેમાન !



( ઢાળ : નાગર વેલીઓ રોપાવ )

સોહે આંગણું મહેમાન !
મ્હારે આંગણે આવો !

કરું સ્નેહથી સન્માન :
મ્હારે આંગણે આવો !

ઉર ઉમળકા આવે કે દર્શન કરતાં ભાવે;
મ્હારી આંખડી ધરાય :
મ્હારે આંગણે આવો !

અવસર આજ અમોલો કે બોલ સુહાગી બોલો;
ઉરે ભાવના ભરાય :
મ્હારે આંગણે આવો !

પગલાં પનોતાં આજે કે ભરજો મ્હારે કાજે !
આશા ઉરની પૂરાય :
મ્હારે આંગણે આવો !

સ્વર્ગસદનનાં જેવું કે મન્દિર દીપે કેવું;
મ્હારાં દુઃખડાં વિલાય :
મ્હારે આંગણે આવો !

# ચિન્તાને ચાકડે



(ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી!)

ચિન્તાને ચાકડે ચડિયું છે ચિત્તડું,
હૈયાનું હીર કાંઇ ખોયું જી રે:
આંખોએ દીઠું છે એવું કૈં મીઠડું,
જેનાથી ઉર મ્હારું મોહ્યું જી રે.
ચિન્તાને૦

અતિથિદેવ એક આવ્યા'તા આંગણે,
એની કીકીએ કૈંક કીધું જી રે:
ઉરના અતિથિદેવ આવ્યા'તા આંગણે,
ચોરીને ચિત્ત મ્હારું લીધું જી રે.
ચિન્તાને૦

બોલન્તા બોલ એ સરતાં'તાં ફૂલડાં,
ગાજ્યું'તું ગૃહ મ્હારું ગીતે જી રે:
આંકયા અંકાય એનાં શાં રે ક્‌હો મૂલડાં,
આંજી'તી આંખ મ્હારી પ્રીતે જી રે.
ચિન્તાને૦

ધબકયું'તું હૈયું મ્હારું દેતાં વળામણાં,
થાશે દર્શન કયારે એનાં જી રે?
આવ્યા ના કેમ શું લીધાં રીસામણાં?
ગમ્યાં સ્વાગત ના શું મ્હારાં જી રે?
ચિન્તાને૦

# વાડીને હીંચકે



(ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી. સાહેલડી !)

વાડીને હીંચકે હું હીચન્તી હેતથી,
ગાતી'તી ગીત કૈંક મીઠાં જી રે:
આવે સમીર-લ્હેર દોડન્તી દરથી,
સ્મરણોને દ્રષ્ટિએ દીઠાં જી રે:
વાડીને૦

મ્હેકન્તો મોગરો ને મ્હેકન્તી માધવી,
હૈયે સુવાસ મીઠી સીંચે જી રે:
સમાધિ સ્નેહ કેરી ઝૂલન્તા સાધવી,
દોડે છે દ્રષ્ટિ દૂર ઊંચે જી રે:
વાડીને૦

રજનીના રંગ રમ્ય રંગે છે કાળજું,
આંજે છે ચન્દ્ર નૂર આંખે જી રે:
ઊડવું છે દૂર દૂર સ્નેહી સમીપમાં,
ફૂટન્તી સ્નેહ કેરી પાંખે જી રે:
વાડીને૦

ઉરમાં તરંગ એવા ઉઠે ઉમંગના,
ધીમેથી કોક ત્યાં તો આવ્યું જી રે:
હૈયામાં હોય તે તો દૃષ્ટિ સમીપમાં,
કેવું અનન્તે દિવ્ય દાખ્યું જી રે:
વાડીને૦

એઠાં એ હીંચકે ને હીંચન્તાં હેતથી,
અવનિએ સ્વર્ગ અમે આણ્યું જી રે:
વ્હાલમનાં વ્હાલમાં વીતી વિભાવરી,
રજનીમાં સ્વર્ગ અમે આણ્યું જી રે:
વાડીને૦



# હૈયું મ્હારું હર્ષે ભરે રે!



( ઢાળ: ગોવાળીયે ઘેલાં કીધાં રે. )

સખિ! નીતરતો નાથ-નેણુ નેહ,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! વરસે છે મીઠો જેમ મેહ;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!

સખિ! સુણું છું કન્થ કેરી વાત,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! ઊગ્યું છે સુખનું પ્રભાત;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!

સખિ! પથરાયે પ્રેમનો પ્રકાશ,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! પૂરાય મ્હારી ઉર-આશ;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!

સખિ! શીખવે સેવા-સૂત્ર સાર,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! ટાળી દે ઉર કેરો ભાર;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!

સખિ! ચિત્તડાને ચોરે એવો ચોર,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! આંખડીમાં નાચે મીઠો મોર;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!

સખિ! ઘૂમિયે પ્રેમને પ્રદેશ,
હૈયું મ્હારું હર્ષે ભરે રે!

સખિ! ઉરમાં થાય છે ઉજેશ;
હૈયે મ્હારે શાન્તિ સરે રે!



# આંખડીનાં જાદુ



(ઢાળ : ગોરસ લેઇ લેઇ પીજો.)

પ્રીતમ જોઈ જોઇ રાચું,
હો! આંખડીનાં જાદુ છે અનેરાં.

હૃદયે છે પ્રેમપુંજ:
ચક્ષુએ છે જાદુકુંજ:
જાદુના જન્ત્ર શા શીખેલા,
હો! આંખડીનાં જાદુ છે અનેરાં.

જગ મ્હારું ત્યાં સમાય:
રવિ ચન્દ્ર ત્યાં જણાય:
જાદુનાં જોર શાં કીધેલાં,
હો! આંખડીનાં જાદુ છે અનેરાં.

મનડાનો મોર, બ્હેન?
ચિત્તડાનો ચોર, બ્હેન!
નયનોને જાદુથી જીતેલાં,
હો! આંખડીનાં જાદુ છે અનેરાં

# મેહુલો



(ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ)

ઉન્હાળાને તાપે તપી ભૂમિકા રે લોલ,
કરે છે શાન્ત મેઘરાજ જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

જળધાર દીધી બ્હેન! મેહુલે રે લોલ,
પકાવે પ્રેમે પૃથ્વી પાક જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

આજે કલ્લોલે કેવા ખેડુતો રે લોલ,
છે ખેતરે નવિન ચાસ જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

નદીએ ઊભરાય પાણી મેઘનાં રે લોલ,
ઉર સરિતે આવે પૂર જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

કાળી કાળી વ્યોમ વાદળી રે લોલ,
ખાલી કરીને જાય નીર જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

મ્હારા પિયુનો કોપ ઊડિયો રે લોલ,
મ્હારે મ્હોટી એ મેઘ ધાર જો:
સખિ! વરસ્યો મીઠો મેહુલો રે લોલ.

# દિલનું દર્દ



(ઢાળ: આજ મ્હારી ચુન્દડીએ ચાંદની ચળાય રે)

બ્હેન! મ્હારા દિલડામાં
કાંઇ કાંઇ થાય રે!
કાંઈ કાંઇ થાય,
દિલ દુઃખથી દુભાય રે!
બ્હેન!

સાખી:

આભે રમે તરલ તારક ચન્દ્ર સાથે,
નાચે મયુર મધુરા કરીને કલા ને
જોઉં જોઉં તોય હૈયે
ધીર ના ધરાય રે!
ધીર ના ધરાય,
આંખ આંસુથી ભરાય રે!
બ્હેન!

સાખી:

કુંજે મધુ ટહુકતી રસકોકિલા એ,
ગાતી વહે નદી ય ન્હાની કરી તરંગો.

મીઠાં સુણું ગીત તોયે
કાળજું કપાય રે!

કાળજું કપાય,
વિષ વ્યાપતું જણાય રે!
બ્હેન!

સાખી:

સૂની દિસે રજની ને નહિ નિંદ આવે,
આશા ઉંડી હૃદયની ઊડતી ય લાગે;
શાન્તિ મળે ક્યમ કરી નહિ નાથ પાસે,
દૂરે કઠોર ઉરના સખિ! કન્થ મ્હારા.

સૂનાં સૂનાં મન્દિરે હું
એકલી રીબાઉં રે!

એકલી રીબાઉં,
રાત દિન જો દુભાઉં રે!
બ્હેન!



# વિજોગણ



(ઢાળ: ડુંગરોમા બોલે છે મોર)

ઉઠે છે ઉરમાં અન્દેશ:
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
દૂર દૂર દૂર કોઇ દેશમાં ગયા છે;
લખ્યું ન તોય એણે લેશ;
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
વ્હાલભીનું હૈયું બ્હેની! કયાં યે વસ્યું હશે?
સ્મરે ન વ્હાલીડો સ્વદેશ:
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
નિત્ય નિત્ય વાટ જોઉ વ્હાલાના પત્રની:
ભૂલ્યો શું મુજને રસેશ?
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
રોજ જાપ હૈયું એનાં નામનો જપે છે;
જોગણનો લીધો મ્હેં વેષ:
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
ઉરને સતાવે સખિ! સ્નેહીના સોણલાં;
વધે છે દુઃખડાં વિશેષ:
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.
દોહ્યલા એ દિન કેમ કાઢવા સખિરી!
થશે કયારે ઉરમાં ઉજેશ!
સ્નેહીનો ન સાંપડયો સન્દેશ.

## માળીડા !



માળીડા! ફૂલ વીણી લાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
ગૂંથી કેવડાની છાબ:
મૂકી મોગરો ગુલાબ:
વ્હેલો આંહી આવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
માળીડા! ફૂલ વીણી લાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
આવે આજ શિરતાજ:
રૂડા હૃદય કેરા રાજ:
રૂઝે દિલ–ઘાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
માળીડા! ફૂલ વીણી લાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
ગૂંથું એની સ્નેહમાળ:
અર્પું કંઠમાં રસાળ:
એવા સ્નેહ–ભાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!
માળીડા! ફૂલ વીણી લાવ:
ઉર મ્હારું આશાભર્યું રે!

# મીઠું બોલે



(ઢાળ: નિંદર ભરી રે ગુલાલે ભરી)

મીઠું બોલે રે, હો! મીઠું બોલે;
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

સાંજ ને સવાર બ્હેન! શેરીમાં ઘૂમતો:
જોતાં સૌ છોકરાંનાં હૈયાં ડોલે:
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

ગજાવે ગૃહ મ્હારું મીઠા એ બોલથી;
ઝૂલન્તાં ચિત્તડાં સ્નેહ–ઝોલે:
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

શેરીના લોક સૌ મોહે છે જોઇને;
લઇને રમાડતાં એને ખોળે:
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

જાયે ના કોઇ દિન રમવાને બહાર તો;
આવે છે બાળકો સૌ મળી ટોળે:
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

હૈયાનો શોક એ પળમાં શમાવતો;
ન્હવાડે નિત્ય હર્ષ કેરી છોળે:
બ્હેન! મ્હારો બાબુડો મીઠું બોલે.

# ન્હાની બાલિકા



(ઢાળ: પુણ્ય-બારણું રે લોલ)

ન્હાની બાલિકા રે લોલ:
ગૃહ—દીપિકા રે લોલ:
ગૃહને ઉજાળે દિવ્ય જ્યોતથી રે લોલ.

સાખી:

જોતાં ન્હાની બાળકી, જોતાં પ્રભુની લ્હાણ;
મીઠું શૈશવ સાંભરે, નિર્મળતાની ખાણ.

આશા વેલડી રે લોલ:
આજે ઊગતી રે લોલ:
સીંચિયે સલિલ સખિ! સ્નેહનું રે લોલ.

સાખી:

સુરખી સીંચી ઇશ્વરે, કેવું એનું સુખ;
જોતાં પળ એ બાળકી, ભૂલિયે સઘળાં દુઃખ.

કીકી આંખની રે લોલ:
મીઠી બાળકી રે લોલ:
રીઝિયે રમાડી એને પ્રીતથી રે લોલ.


21,370

સાખી :

પત્થર લેખે પુત્રીને, ગાંડા લોક હમેશ;
ઉજમ મ્હારે અંતરે, બાળા જોઇ વિશેષ.

ન્હાની બાલિકા રે લોલ :
ગૃહ—દીપિકા રે લોલ :
ગૃહને ઉજાળે દિવ્ય જ્યોતથી રે લોલ.



# રીસામણાં



( ઢાળ: અબોલડા શાના લીધા રે? )

માડી મનાવવાને જાય:
રીસામણાં રામે લીધાં રે!

રીઝે ન રામજી જરાય:
રીસામણાં રામે લીધાં રે!

મંગાવ્યાં માડીએ ઘેબર ને ઘારી;
ખાતા નથી કંઇ રામ-હાં રે સખિ!
ખાતા નથી કંઇ રામ:
રીસામણાં રામે લીધાં રે!

ગોરી ગાવડલીનાં મીઠાં દુધલડાં;
પીતા નથી કંઇ રામ-હાં રે સખિ!
પીતા નથી કંઇ રામ:
રીસામણાં રામે લીધાં રે!

આપ્યા કૈં ખેલવાને હાથી ને ઘોડા;
રમતા નથી એ રામ-હાં રે સખિ!
રમતા નથી એ રામ:
રીસામણાં રામે લીધાં રે!

અતલશની ટોપી ને જરકશી જામા;
પ્હેરતા નથી એ રામ-હાં રે સખિ!

પ્હેરતા નથી એ રામ:
રીસામણાં રામે લીધાં રે!

હીરાના હાર ને મોતીની માલા;
રીઝતા નથી એ રામ-હાં રે સખિ!

રીઝતા નથી એ રામ:
રીસામણાં રામે લીધાં રે!

ગુલાબ, મોગરો ને કદમ્બનાં ફૂલડાં;
સૂંઘતા નથી એ રામ-હાં રે સખિ!

સૂંઘતા નથી એ રામ:
રીસામણાં રામે લીધાં રે!

રામજી રીઝશે ત્યારે દુઃખો સૌ જાશે;
માએ વિચાર્યું ઉરમાંય-હાં રે સખિ!

માએ વિચાર્યું ઉરમાંય:
રીસામણાં રામે લીધાં રે!

દર્પણ મંગાવી માએ રામજીને આપ્યું;
નિરખ્યો ચાંદલાને ત્યાંય-હાં રે સખિ!

નિરખ્યો ચાંદલાને ત્યાંય:
કે રામજી રાજી થયા રે!

# પોપટડો



( ઢાળ : જમનાને કાંઠડે કળાયલ મોરલો )

પીંજરામાં મ્હાલતો પ્યારો પોપટડો,
બોલતો રે! કેવા મીઠા બોલ:
બાબુડો હરખાય છે સુણન્તા સ્નેહથી,
નાચતો રે! કેવો કરી કલ્લોલ.
પીંજરામાં૦

મ્હારા એ બાબુનો પ્યારો પોપટડો,
શોભતો રે! કેવો રંગે રસાળ:
ખવડાવે બાબુ એને ખાંતેથી ખેલતાં,
રાખતો રે! કેવું એના પર વ્હાલ.
પીંજરામાં૦

મ્હારે રે બારણે બોલે પોપટડો,
દીપતું રે! કેવું મ્હારું જો દ્વાર:
આવે અતિથિ કોઇ મ્હારે રે આંગણે,
સ્નેહથી રે! કરે એનો સત્કાર.
પીંજરામાં૦

# ન્હાની નણદી



ન્હાની નણદીનો નેહું નીતરે, હો બ્હેન!
ઉમંગ એના અંતરે અખંડ:
મીઠી નણદીનો નેહ નીતરે, હો બ્હેન!

સાખી :

એનાં મીઠાં વેણની, દેતી લ્હાણી હમેશ;
ચીડવે કોઇ જો કદી, રીસ ચડે નહિ લેશ.

એને રીઝવતા ઇશ રીઝતા, હો બ્હેન!
પ્રણયભીનાં લોચનો હસન્ત:
ન્હાની નણદીનો નેહ નીતરે, હો બ્હેન!

સાખી :

ચંચળ એનાં ચિત્તમાં, ભણવાની છે હોંસ;
રામ સીતાના રાસ એ, સુણેલા ગાતી રોજ.

ગાને ગજાવે ગૃહ ગોપિકા, હો બ્હેન!
પુનિત કેવું આંગણું દીપન્ત:
ન્હાની નણદીનો નેહ નીતરે, હો બ્હેન!

